હરેક સખી ખુદાતઆલાનો દોસ્ત છે.

# સખી નર હાતમ.

છપાવી પ્રસિદ્ધકર્તા. મોહમદ ખુબ નકશબંદી,

એડીટર—નુરે ઇસ્લામ

ખુદગરાની પોળ—અમદાવાદ.

સને ૧૯૦૩ ઇસ્વી

આવૃત્તી પહેલી પ્રત ૧૦૦૦

મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છા. પુ

પાનકોર નાકા—અમદાવાદ.

કીંમત [illegible]

# સખી નર હાતમ

હાતમ અને સખાવતના નામો સાથે આવે છે હાતમનુ ન ઇસ્લામી સહીત્યનો એક ભાગ થઇ ગયો છે ઇસ્લામ અને મુસલમાન પુરતુ જ મર્યાદીત નથી બલ્કે આ સખી નરનુ નામ એશીઆ લગભગ તમામ કવમો અદબ અને માન સાથે લે છે લેકીન હા અરબનો એક સખી નર હતો એ ઉપરાંત ઘણા થોડાઓ તેના સબંધમા કંઇ વધુ જાણે છે ' હાતમતાઇ " નો કીસ્સો જાણીતો છે અને હીંદની અનેક ભાષાઓમા તેના તરજુમા થઇ ગયા અંગ્રેજીમા ફારસીમા,ગુજરાતીમા, હીંદીમા અને ઉરદુમા તો આ લીટી લખનારે તે જોયા છે. આ કંઇ નથી પણ એક કલ્પીત કથા લખનાર હાતમની સખાવત અને તેની બહાદુરીના અજીબો ગરીબ અને વીચીત્ર કીસ્સાઓ લખ્યા છે પણ તે વાંચીને વાચનારના દીલ જે ગુચવાડા ઉત્પન્ન થાય છે તે એ છે કે, સમજ પડતી નથી કે, હાતમને ઇન્સાન કહે કે, ફરીસ્તો '

હાતમ આ હઝરત ( સ અ વ ) ના થોડાજ વરસ પહેલા એટલેજી હાલતના ઝમાનામા " તંયં " નામી કબીલાનો એક માનવંત અને પ્રસીધ્ધ સરદાર હતો જેણે પોતાની સખાવત અને બહાદુરીના સબબે તમામ અરબમા નામના મેળવી હતી, તેનુ ઘર કોઇપણ વખતે પરોણા વગરનુ રહેતુ હતુ નહી તે પોતાના કુટુંબનો સરદાર હતો અરબ સરદારોમા બખીલી કરતા કોઇ અયબ વધારે ગણાતી હતી નહી અને દરેક શખ્સને પોતાની શરાફતનો પુરાવો સખાવત મારફતે આપવો પડતો હતો. હાતમમા આ કમાલ તેની ઉન્નતીના નીમીત્તે

પહોચી ગઈ હતી એટલે સખાવતમા તમામ અરબસ્તાનમા કોઇ તેનો હરીફ હતો નહી

પરોણાગતમા પાછીપાની કરનારાઓ અને પોતાના પરોણાઓ થે જેઓ સારી સલુક નહી કરતા, તેઓ બદનામ થઇ જતા હતા અરબમા ચાર જાણીતા કંજુસ હતા હતીયા, અરકત, અબુલ અસવદ, અને ખાલીદ બીન સફવાન. આ લોકોના બદનામ થવાનો માત્ર એકજ સબબ હતો. કે, યાનો તેઓએ પોતાના પરોણાઓ સાથે સારી સલુક કરી નહી. અથવા તેમની પરોણાગત બરાબર કરી નહી

હતીયાના સબંધમા એવુ કહેવાય છે કે, એક દીન તે પોતાના દરવાજા ઉપર બેઠો હતો તેના હાથમા એક લાકડી હતી એટલામા એક અજાણ્યો શખસ આવી લાગ્યો અને બોલ્યો કે "હુ તમારો પરોણો થવા માગુ છુ

"હાં" હતીયાએ લાકડી તરફ ઇસારો કરી કહ્યુ. તમારી એનાથી ખબર લેવાશે

અરકત એ માટે બદનામ થયો કે, તે પોતાના પરોણાઓની નારાજ કર્યા કરતો હતો એક દીવસ તેને ત્યા કેટલાક પરોણાઓ એ આવીને ઉતારા લીધો, તેણે તેઓને ખારેક ખાવા આપી અને જ્યારે તેઓ ચાલી ગયા તો પોતાના મીત્રો આગળ અરકતે વાત કરી કે "કમબખત એવા ખાઉ હતા કે, ખારેક ગોટલાઓ સુધા ખાઇ ગયા"

અબુલ અસવદ હજરત પયગમ્બર (સ અ વ) ના સહાબાઓમાથી હતા અને હઝરતઅલી (રદ૦) ના શાગીર્દ હતા તેઓ એજ માટે બદનામ થઇ ગયા, કે એક દીન તેઓએ ફકીરને એક ખારેક આપીને કહ્યુ કે, "અલ્લાહ તમને જન્નતમા પણ એજ આપે', તેઓ અકસર કહેતા સંભળાતા કે "અગર અમે મોહતાજોને આપ્યા કરીએ તો તેઓના જેવાજ બરાબર હાલે થઇ જઇએ

ખાલીદબીન સફવાન ખીલાફતના ઝમાનામા આગેવાન શ્રીમંત અને રાજ્યના ઓધેદારોમાથી હતા પણ ઘણાજ બખીલ હતા, જ્યારે પણ તેમના હાથમા કોઇ નાનાનો સીકકો આવતો તો તેઓ તેને જોઇને કહેતે કે, ' તુ કયા સુધી એમજ રખડયા કરશે હુ તુને કેદ કરીને રાખીશ" અને પછી તેને પેટીમા નાખી તાળુ મારી દેતા એક વખત કોઇએ તેમને પુછ્યુ કે, ' તમારા પાસ તો ખઝાનો ભરેલો છે અને ઘણી દવલત છે પછી તમે ખરચ કેમ કરતા નથી

' હા " તેઓ જવાબ આપતા ' મારા પાસે મોટી દવલત છે કાળ તેના કરતા મોટા છે "

હવે હાતમતાઇની એ હાલત હતી કે, તેણે કદી કોઇની પાસ પરોણાગત કરવામા પાછી પાની કરી નહી અને કદી પણ કાઇપણ માગનારને પાછો કર્યો નહી ઇરાને આરબો તેના વરતાનમા લખે કે હાતમ કવી હતો સખી હતો, જેવા સરસ તેના કાવ્યો હતા તેવીજ ખુલ્લા દીલની તેની અમાનત પણ હતી જે કહતો હતો તેજ કરતો હતો લડાઇઓમા હમેશા તે જય મેળવીનેજ મયદાનથી બહાર આવતો હતો તે એક ફતેહમંદ સીપાહી હતો તે એક ખુલ્લા દીલથી આપનાર હતો તે મુકાબલામા સરવી આગળ વધી જતો હતો કોઇની ઉપરજ જ્યારે તે જીત મેળવતો તો હમેશા તેને છોડી દેતો તમામ અરબ કબીલાએ રજબ માસમા ઘણી ખયરાત અને મેહમાનદારી કરતા હતા હાતમ રોજ દશ ઉંટની કુરબાની કરતો હતો દૂર દુરથી પરોણાઓ આવી તેના તબુની આસપાસ ભેગા થતા મળતા હતા

શીયાળાની મોસમમા જ્યારે સખત ટાઢ પડવા લાગતી તો તે પોતાના ગુલામોને જગોજગ આગ સળગાવવાનો હુકમ કરતો હતો જેથી ભુલના ભટકયા લોકો આવીને આશરો લે, તેનો કાયદો હતો કે દરેક ચીજ તે આપી દેતો, ફકત પોતાનો ઘોડો અને હથીયાર

પોતાની પાસે રહેવા દેતો, પણ આ સાભાળ પણ સખાવતી જુવાની સબબે તેનાથી લેવાઇ નહી, અને પોતાનો ઘોડો પણ તેણે કુરબાન કરી દીધો,

કોઈ ભાઇઓ કદાચ હવે કહેશે કે, ઘોડા સખાવતમા આપી દેવો એ કઈ મોટી વાત હતી નહી, જે માટે હાતમના એટલા બધા વખાણ કરવામા આવે ? પણ અરબોના સબધમા આ વાત યાદ રાખવા જેવી છે કે, તેઓ દુન્યામા ઘોડાને પોતાની સઉથી વધારે કીમતી બલ્કે અમુલ્ય મતા તરીકે લખે છે, એક અરબ પોતાના જાન પછી સઉથી વધારે કીમતી વસ્તુ સમજે છે, અરબ દરેક વસ્તુ લુટાવી દેશે, ગુમાવી દેશે કુરબાન કરી દેશે પણ તે પોતાના ઘોડાથી છુટો પડી શકતો નથી હા, તો, લખવાની મતલબ એ છે કે હાતમ એવો તો સખી હતો કે અગર ઇસ્લામનો સુર્ય પ્રકાશવાના એક બે સઇકા અગાઉ દુન્યાની રવશનીમા પ્રકાશતે તો અમો તેને ' સખાવતનો દેવતા " માની લેતે એમા કોઇ પણ પ્રકારનો શક છેજ નહી,

ઘોડા આપી દેવાનો બનાવ હાતમની સ્ત્રી બીનતેઅફરાએ વરણવ્યો છે તેના કહેવા મુજબ 'હાતમની સખાવતનો ચમત્કારીક દાખલો તે જમાનામા રજુ કર્યો કે અરબસ્તાનમા સખત દુકાળ પડયો, ખાનદાન વાળાઓ લુગડા સુધ્ધા વેચીને ખાઈ ગયા ખુદ મારા ઘરમા હાલત એ હતી કે કઇ ખાવા માટે હતુ નહી અને અમે બધા ભુખ્યા હતા, ભુખને લીધે અમને ઉંઘ પણ આવતી હતી નહી મારો બેટો અદી અને બેટી સફાના ભુખને લીધે રડી રડી બેતાબ થઇ ગયા હતા આખરે બને રડી રડીને સુઈ ગયા, આ વખતે હાતમ અહી તહીની દીલચસ્પ વાતો કરવા લાગ્યો કે જે સાભળી હુ ભુખની તકલીફ ભુલી જાઉ અને મને કઇ સંયોગે મળે અથવા ઉંઘ આવી જાય આ વખતે મને હાતમની ઘણીજ દયા આવી રહી હતી તેની હાલત ભુખને લીધે ઘણી નાજુક થઇ ગઈ હતી એટલામા તેની

નઝર આગણા તરફ ફરી તેને કોઇ આવતુ દેખાયુ આસ્તેથી ઉઠીને તે બહાર નીકળ્યો ત્યા જઇને જુએ છે તો તેને એક ભુખે મરતી સ્ત્રી દેખાઇ હાતમને જોતાજ તે પોકારી ઉઠી કે "હાતમ ! મારા બચ્ચાઓ કકલી કકલીને રડી રહ્યા છે અને કુતરાઓની માફક શોર કરે છે ખાવા કઇ નથી"

'વારૂ હાતમે તેની કાંકલુદી સાભળતાજ જવાબ આપ્યો તમારા બચ્ચાઓને અહી લઇ આવો હુ તેમને ખાવાનુ આપીશ"

આ સાભળીને પેલી સ્ત્રીતો પોતાના બચ્ચાઓને લેવા ચાલી ગઇ અને હાતમ અદર આવ્યો એટલે મે માથુ ઉચક્યુ અને આ ખોમા આસુ લાવીને કહ્યુ હાતમ ! તમે આ બચ્ચાઓને શ્યાથી ખવાડશો ? ખુદ તમારા બચ્ચાઓ ભુખે મરે છે અને તેમની બુરી હાલત છે" હવે તો અલ્લાહના નામ છે ' હાતમ પોકારી ઉઠ્યો

' હુ તેમને જરૂરજ ખવાડીશ અને તમને પણ ખાવા મળશે આ કહીને તે છરી લઇ આવ્યો અને પોતાના જાન કરતા વહાલા ઘોડાને ઝબેહ કરી નાખ્યો અને આગ સળગાવીજ રહ્યો હતો કે પેલી સ્ત્રી બચ્ચાઓને લઇને આવી પહોચી તરતજ હાતમે છરી તેના હાથમા આપી કે, આ લેઓ કાપો, બુ જો તમે ખાઓ અને બચ્ચા-ઓને ખવડાવો ! "

જ્યારે તેઓ પેટ ભરીને ખાઈ ચુક્યા તો હાતમની સ્ત્રીએ પણ પોતાના બચ્ચાઓને જગાવી ગોસ્ત ખવાડ્યુ અને પોતે પણ ખાધુ આ જોઇને હાતમ કહેવા લાગ્યો કે "ઘણી શરમની વાત, છે અમે તો પેટ ભરી લઇએ. અને અમારા કબીલાવાળાઓ ભુખમરો વેઠે એટલુ કહી, તે કુટુબના એકાએક તબુ પાસે ગયો અને સઘળાને ઉઘમાથી ઉઠાવીને પોતાના તબુમા લઇ આવ્યો સઘળાઓ આવીને માસની ઉપર તુટી પડ્યા. આ વખતે હાતમ ચાદર લપેટીને એક ખુણામા બેસી ગયો સવારે હાડકા અને ખરીઓ સીવાય કઈ પણ

બાકી રહયુ નહી. હાતમે આ માસમાથી એક ટુકડોએ લીધો નહી તો જો કે તે બધા કરતા તે વધારે ભુખ્યો હતો ”

આ તો ઘોડો કાપી નાખવાની વાત હતી, પણ પોતાનો નેજો અને તે પણ શતરૂને આપી દેવામા હાતમે જે દીલ દેખાડયુ તેનું વર્ણન અમારા વાચનારાઓ દીલચસ્પીથી વાચશે બનાવ એવો બન્યો કે, કોઇ કબીલાવાળાઓ હાતમના કબીલાથી ચઢાઇ કરી લડવા આવ્યા હાતમે તરતજ પોતાના કુટુંબવાલાઓને ભેગા કરી તેઓથી લડવાની તઇયારી કરી, પોતે ભાલો હાથમા લઇ લશકરની વચે જઇને ઉભા રહી ગયા હાતમના કબીલાવાળાઓએ શતરૂને શીકસ્ત આપી તેઓના યુદ્ધ પકડી આવી હાલતમા દુશમનોના સરદારે હાતમથી તેનો ભાલો માગ્યો હાતમે તેની આ માગણીનો તરતજ સ્વીકાર કર્યો અને પોતાનો ભાલો તેને આપી દીધો અને પોતે ઘર તરફ પાછો ફર્યો

‘ ભલા આ તમે કર્યુ શુ ? ” હાતમના કબીલાઓએ તેનાથી અજાયબ થઇને સવાલ કર્યો ‘ તમે તમારો ભાલો દુશમનોના સરદારને કેમ આપી દીધો અગર તે તમારીજ ઉપર પલટી પડે તો તમારા જીવવાની શી ઉમ્મીદ હતી ? ”

“ એ તો ખરૂ ” હાતમે ઠંડે કલેજે જવાબ આપ્યો ‘ લેકીન અગર આપણાથી કોઇ કંઇ માગે, તો તેનો જવાબ શુ અપાય ? ” એ ઉપરથી તમે જોઇ શકો છો કે, હાતમના અભિપ્રાય મુજબ કંઇ માગનારના સવાલનો જવાબ આપવાનો માત્ર એકજ રસ્તો હતો અને તે એ કે તેની માગણીનો સ્વીકાર કરવામા આવે !’

હાતમની આ સખાવતોને લીધે તેની બીબી બીન્તેઅફરા પોતાના જાનથી કાયર હતી. અને દરેકની સામે પોતાના ધણીના આ ઉડાઉ પણાનુ રોડણુ રડયા કરતી હતી તેના ભાઇનો છોકરો માલીક તેની ઉપર મોહીત હતો એક દીન માલીકે પોતાની ચચેરી બહેનને, તેના વરની ફરયાદ સાભળવા પછી કહયુ કે, “બાબા હાતમની સાથે તમે

નીભાવશો કેવી રીતે ? તે કોડી કોડી માટે તમને મોહતાજ કરી મુકશે "

આ વાત બીન્તેઅફ્રાના મગઝમા ઠસી ગઈ. અને જો કે, તે બે બચ્ચાઓની માતા થઈ ચુકી હતી પણ હાતમથી છુટા છેડા કરવા માટે તઈયાર થઈ ગઇ

અગ્ગના ઝમાનામા ઇસ્લામની અગાઉ સ્ત્રીઓને આ વાતની પુરી છુટ હતી કે તેઓ પણ જ્યારે મરજીમા આવે, ત્યારે પોતાના શવહરોથી છુટા છેડા મેળવી શકતી હતી અને તલાક મેળવવાની રીતીએ હતી કે તેઓ પોતના તબુનો દરવાજ ફેરવી દેતી હતી એટલે અગર દરવાજો પુરવબણી હોય તો તે પશ્ચીમ બણી કરી દેતી અને ઉત્તરબણી હોય તો દક્ષીણ બણી ! એજ મુજબ હાતમની પત્નીએ પણ કર્યુ હાતમ જ્યારે તબુબણી આવ્યો અને આ હાલત જોઈ તો, પોતાના બેટા અદીને બોલાવીને પુછ્યુ કે 'આ તારી માએ શુ ગઝબ કર્યો ? "

'જે કર્યુ તે તમ પોતેજ જુઓ છો " બેટાએ જવાબ આપ્યો આખરે લાચાર થઈ હાતમ પાછો ફર્યો અને નઝદીકની એક ખીણમા તબુ નાખી પડ્યો

માલીક વણોજ દવલતમદ શખ્સ હતો અને તેણે બીન્તેઅફરા સાથે વાયદો કર્યો હતો કે હાતમથી તલાક મેળવો એટલે હુ તમારી સાથે લગ્ન કરી લઇશ હવે જોગજોગે તલાકના દીવસેજ પચાસ પરોણા હાતમના તબુ પાસે આવી લાગ્યા અને રીવાજ મુજબ તેઓએ ખાણાની માગણી કરી કેમકે તેઓને તલાકની તો ખબર હતીજ નહી બીનતેઅફરા તેમને જોઇને ગભરાઈ ગઈ, અને શુ કરવુ તેની તેને કઈ સમજ પડી નહી દાસીને માલીકને ત્યા મોકલાવીને કહેવાડ્યુ કે ' હાતમનુ ઘર સમજી પચાસ પરોણા આવી લાગ્યા છે એ લોકો માટે ખાવાનુ કઈ હોય, તો મોકલી આપો " વધુમા તેણીએ દાસીને

કહ્યુ કે, ' અગર માલીક ગરજખુશીથી કઇ આપે તો, લઇને ચાલી આવજે અને અગર સહેજ પણ નાગઝીના ચીનહો તેના ચેહરાપર જણાય તો, તરતજ પાછી ફરજે "

દાસી જ્યારે માલીકના તબુમા પહોચી તો જોયુ કે, તે દુધની મશ્કપ માથુ મુકીને ઉંઘ કાઢી રહ્યા છે તેને ઉઠાડીને બીનતઅફરાનો સદેશો પહોચાડયો વધુમા ઉમેર્યુ કે ' આ વખતે આ લોકોને હાતમને ત્યા પહોચાડવાનુ કામ સહેલુ નથી માટે તેમના ખાવા પીવાનો બદોબસ્ત તો હોવોજ જોઇએ "

આ સાભળતાજ માલીકની બુરી હાલત થઈ ગઈ મોટુ પીટવા લાગ્યા, અને પોતાની દાઢી પીજવા લાગ્યો અને કહ્યુ કે " એજ કારણસર તો મે તુને હાતમથી તલાક મેળવવાની સલાહ આપી હતી મારી પાસે હાતમના પરોણાઓની પરોણાગત કરવા માટે કઇએ નથી ખેયર આ સાભળીને દાસી પાછી ફરી, અને આવીને પોતાની શેઠાણીને સઘળી હકીકત કહી સભળાવી સાભળતાજ તેણે કહ્યુ કે હવે જા દોડતી હાતમની પાસે અને જઇને કહે કે, તમારા પરોણાઓને તમારા તબુનો પતો માલમ નથી તેઓ અમારે ત્યા આવીને ઉતરી પડયા છે માટે એક ઉટ અને દુધ તેઓની મેહમાનદારી કરવામા મોકલી આપો દાસી આ સાભળી હાતમને ત્યા દોડી ગઇ, અને ત્યા જઈને સઘળી હકીકત બયાન કરી ' સરોચશ્મથી ' હાતમે જવાબ આપ્યો અને તેજ વખતે બે ઉટણીઓ લઇને ત્યા પહોચ્યો, અને મેહમાનોની પરોણાગત શરૂ કરી દીધી આ હાલત જોઇ બીન્તે-અફરા પોકારી ઉઠી કે ' હાતમ એ કારણને લીધે મે તમારાથી તલાક મેળવી છે એજ હાલત છે તો, તમે મારા બચ્ચાઓને રઝળતા મુકી જશો "

"અફસોસ " હાતમે જવાબ આપ્યો " તે આ વાતનો પણ કદી વીચાર કર્યો છે કે, જે ખુદાએ આ બચ્ચાઓ અને તમામ દુન્યાને પયદા કર્યા છે તેજ એમની રોઝીનો પણ બદોબસ્ત કરશે "

હાતમની બેટી સફફાના સખાવતમા પોતાના પીતાના પગલા પર ચાલનારી હતી હાતમે એવો નીયમ રાખ્યો હતો કે દર વરસ પોતાના ઉંટોમાથી એક ભાગ કાઢીને પોતાની આ વહાલી બેટીને આપી દેતો હતો અને સફફાના એવી સખી દીલની હતી કે, પોતાનો ભાગ ગરીબોને અલ્લાહના નામપર આપી દેતી હતી આ હાલત જોઇને હાતમ એક દીન કહેવા લાગ્યો કે, બેટી ઘરમા અગર એ ખરચાઉ બેગા મળશે તો પતો કયા રીતે લાગશે હવે યાતો તું સભાળથી કામ લે, યા હું હાથ રોકી લઉ ”

‘ પીતાજી આ નેક ખસલતનો વારસા તમેજ આપ્યા છે ” એટલુ બોલી તે ચુપ થઇ ગઈ

હાતમના મરવાથી બની‘તય’ના તમામ કબીલામા એક કયામત બરપા થઇ ગઇ હતી એક કોલાહલ મચી રહયા હતો બચ્ચા, જવાન ઘરડા સઘળા રડી રહયા હતા હાતમનો નાનો ભાઇ બોલી ઉઠયો

“ બેસ બેસ છોકરા ” આ સાભળીને હાતમની મા જે તે વખતે જીવતી હતી પોકારી ઉઠી “ તુ શુ તેને સભાળવાનો હતો તારામા અને તેમા જમીન આસમાનનો ફર્ક છે હાતમની હાલત તો એ હતી કે જયારે તે જન્મ્યા હતો તો ખુદાના સમ છે તેણે સાત દીવસ સુધી દુધ પીંધુ હતુ નહી આઠમે દીવસે જયારે મે પાડાશમા બચ્ચાને દુધ આપ્યુ તો હાતમે પણ પીધુ ત્યારે તારી હાલત એ હતી કે એ એક આચલથી દુધ પીતો હતો અને બીજા પર પોતાનો હાથ રાખી મુકતો હતો, કે બીજુ પી નહી જાય ”

એક કવીએ હાતમની જીન્દગાનીમાજ તેની સાચી તારીફ આ પ્રમાણે કરી હતી કે ‘ જયા સુધી હાતમ જીવતો છે ત્યા સુધી સખાવત પણ જીવે છે અને જ્યારે હાતમ મરી જશે તો સખાવત ઉપર પણ વીલાપ કરવામા આવશે ”

હાતમના મરણના લાબા વખત પછી જ્યારે અરબસ્તાનમા ઇસ્લામનો ડકો વાગ્યા અને અરબો કેટલાક મુસલમાન થવા લાગ્યા

ત્યારે કેટલાક હઝરતના વિરૂધ્ધતા કરવા માટેત ઇયાર થઇ ગયા દુશમનોમા હાતમનો છોકરો અદી બીનહાતમ પણ હતો જનાબે સરવરે કાયનાત ( સ વ. અ, ) એ જનાબે અમીરે હઝરત અલી ( રદ ) ની સરદારીમા તયના કબીલા સામે એક નાની ફવજ મોકલી હઝરતઅલી (રદી)ના આવવાની ખબર સાભળતા અદી તો પોતાના બાલબચ્ચાઓને લઇને શામ તરફ નહાસી ગયો ત્યારે બનીતયના આદમીઓ ગીરફતાર થઇ ગયા આ લોકોની સાથેજ હાતમની બેટી અદીની બહેન સફાના પણ હતી જયારે આ તમામ કયદીઓ જનાબ સરવરે કા-યનાત ( સ અ વ ) ની સામે હાજર કરવામા આવ્યા તો સફાના સવિની આગળ વધી, અને અદબ સાથે કહ્યુ કે

"માર પીતાજી મરણ પામ્યા મારો હીમાયતી અને મદદગાર ભાઇ નાસી ગયો અગર આપને મુનાસીબ જણાય તો મને આઝાદી બખશો અને મારે લીધે તમામ અરબના કબીલાઓના નામપર ડાઘ નલાગાડો કેમકે મારા પીતાજી કવમના સરદાર હતા તેઓ નીરાધારને છટાપણુ આપતા હતા અને અપરાધીને દરગુજર કરતા હતા પાડોસીની ખબરદારી કરતા હતા નાચાર અને ગરીબની હીમાયત કરતા હતા. સકટમા સપડાયલાઓને મુસીબતથી છોડાવતા હતા ભુખ્યાઓને અન્ન આપતા હતા સલામ કરવામા પહેલા કરતા હતા, યતીમોની ખબર લેતા હતા અને આફતના વખતે લોકોના મદદગાર અને સહાયક હતા કોઈ ગરજાઉ તેઓની પાસ આવીને નીરાશ પાછો ફર્યો નથી હુ તેજ હાતમની બેટી છુ."
સાભળીને આ હઝરત ( સ અ.-વ )એ ફરમાવ્યુ કે "હે બેટી ગુણોતો ઇસ્લામીઓના છે અગર તારા પીતા જીવતા હોત તો અમે તેમની સાથે સારીજ વર્તણુક કરત" એ પછી આ હઝરત (સ અ વ સ )એ તેણીને છોડી મુકવાનો હુકમ આપ્યો અને તેને કહ્યુ કે "અગર કોઇ માનવત શખસ પડતી હાલતમા આવી જાય, અથવા કોઇ શ્રીમત ગરીબ થઇ જાય અથવા કોઇ વીદ્વાન અજાનોમા સપડાઇ

જાય, તો તેની ઉપર દયા કરજે" કેટલાક લખનારાઓ જણાવે છે કે આ નેક બાનુની રીફાકતથી જનાબ પયગમ્બર (સ. અ. વ.)એ તમામ તયના કબીલાવાળાઓને છોડી મુકયા. એ પછી સફફાનાએ આ મહેરબાનીનો આભાર માનવા અને તેના બદલામા દોઆ કરવાની આ હઝરત (સ. અ. વ.) પાશે પરવાનગી માગી, હઝરત (સ. અ. વ.) એ તેમ કરવાની રજા આપી અને અનહાબને હુકમ આપ્યો કે તેની દુઆ સાંભળીને યાદ કરી લે. સફફાનાએ આ પ્રમાણે દોઆ કરી ' અલ્લાહ તમારી નેકીઓ તે નબસ સુધી પહોચાડે જે તેનો હકદાર હોય અને તમને કોઈ બદકાર અને કાળા હરદયવાલાનો મોહતાજ કરે નહી અને અગર કોઇ સખી કે મની કઇ નેમત છીનવી લેવામા આવે તો તમારી મારફતે અલ્લાહ તેને તે અપાવી દે."

છુટાપણુ મેળવતાજ સફફાના પોતાના ભાઈ પાસે શામમા જઇ પહોચી અને ત્યા જઇ ને કહ્યુ કે ' ભાઇ, તમે તે શખસ (આ હઝરત સ. અ. વ.)ની પાસે તેની કમનદોમા તમારુ ગણુ કરો, તેની અગાઉજ જઇ પહોચો. મે પોતે ત્યા એવી હિદાયત અને સચ્ચાઇ જોઇ છે કે તેઓ નજદીકનાજ ભવીષયમા તમામ મળવાનો પર ફતેહ મેળવશે. મે ત્યા એવા ગુણો જોયા કે હયરાન છુ. મે જોયુ કે તેઓ ફકીરોને મીત્ર ગણે છે. નાનાઓની ઉપર હેત રાખે છે. મોટાઓનુ માન જાળવે છે. મે તેમના કરતા વધારે કોઇને સખી જોયાજ નથી તથા તેમના જેવો દયા અને મહેરબાની કરનાર પણ કોઇ જોયો નથી. મારા ખીયાલથી તો તમે ઝરુર જઇને ખુદ તેઓની નવામા હાઝીર થઇ જાઓ. અગર તેઓ નબી છે તો જેટલી જલદી તેમની ઉપર ઇમાન લઇ આવો બહેતરજ છે. અને અગર બાદશાહ છે તો તમારુ કઇ અપમાન નો થવાનુ નથી."

આ હઝરત અદી બીન હાતમના મુસલમાન થવાની કથા છે. જે ટુકમા વરણવામા આવી છે. (અનુવાદ)

## વખત અનુંસાર દીનદાર મુસલમાનોએ પટવા લાયક
## મુનાજાતે તમન્ના બ. જનાબે રસુલ (સ. અ. વ. સ.)

જફાકા ગર્મ હય બાઝાર યા રસુલલ્લાહ
તુલે હે ઝુલ્મપે કુફ્ફાર યા રસુલલ્લાહ
ડરા જો ખ્વાબે પરેશાને ફિતનએ મહશર,
હુવા હય ચોકકે બેદાર યા રસુલલ્લાહ
વોહ લાલા ઝાર જીસે આપને સજાયાથા
હે એક વાદીએ પુરખાર યા રસુલલ્લાહ
કભી જો કવોમથા ખયરૂલ ઉમમ વોહી ઇસ્વક્ત
હરેક નિગાહમે હય ખ્વાર યા રસુલલ્લાહ.
હય અઝમ યેહ કે મિટાદે જહાંસે આપકા નામ
તુલે હુવે હય સિતમગાર યા રસુલલ્લાહ
હમારે સેકડો એહબાબ જીનકી ગરદન પર
ચોહી હે બર સરે પયકાર યા રસુલલ્લાહ
જહાંમે જીનકા ફરેરા તમામ ઉડતાથા.
વોહી અલમ હય નિગુંસાર યા રસુલલ્લાહ
લોહુસે અપને નહાલાને જીસકો સીંચા થા.
ઉજડ ચલાહય વોહ ગુલઝાર યા રસુલલ્લાહ
યેહ રનમે આપકી ઉમ્મતકી સિર્ફ લાશે હય
લગાહુવા, હય જો અમ્બાર યા રસુલલ્લાહ.
યેહ બહ રહાહય લોહુ લાખો બે ગુનાહોકા
જો ગિલ હય કુચએ બાઝાર યા રસુલલ્લાહ.
હઝારોં બેકસો બે ગમગુસાર બેવાએ,
હય નઝરે ખંજરે ખુંખ્વાર યા રસુલલ્લાહ.

ગલા જો ખુશ્કથા હલ્કોંસે માંકે ઢુષ બગેર,
ચલી હય ઉસ્પેભી તલવાર યા રસુલલ્લાહ.
મુખદ્દરાતકી એ હુરમતીહો મસ્જીદમે
અબ અયસી ઝીસ્તસે હય આર યા રસુલલ્લાહ
સુનાએં કિસકો કહાં જાકે દાસ્તા અપની
હય કોન મુનિસો ગમખ્વાર યા રસુલલ્લાહ
કહાસે લાએં ? કિધર ધુંડનેકો જાએં હમ,
રફીકો યારો મદદગાર યા રસુલલ્લાહ.
કહાહય હઝરતે ફારૂકસે મુદબ્બેર આજ,
કહા હેય હયદરે કરરાર ? યા રસુલલ્લાહ.
કહા હેય હઝરતે સિદ્દીકો હઝરતે ઉસ્માં,
કરે તદારૂકે કુફ્ફાર યા રસુલલ્લાહ.
કહા હે ય હઝરતે ખાલિદ ? કહાહે હઝરતે સા'દ
કહા હેય જા'ફરે તૈયાર યા રસુલલ્લાહ
કહા હય આહ! વો જમઘટ મુહાજિરીનકા આજ
કિધર હય મજમએ અનસાર યા રસુલલ્લાહ
ઉઠા જો દહર મે બેદીનીયોકા હંગામા,
જહાસે ઉઠગએ દીદાર યા રસુલલ્લાહ.
બતાઈએતો સહી કબતક આપકી ઉમ્મત,
રહે બલામેં ગીરફ્તાર યા રસુલલ્લાહ
હિલાઈએ લબે મોઅજીઝ નુમા ખુદાકે લીએ,
હય દીન આપકા બીમાર યા રસુલલ્લાહ
જહાહો સાથ હઝારો વહાં તમન્ના બી,
હો એક ગાશીયહ બરદાર યા રસુલલ્લાહ.

---

